સ્વદેશી ગ્રંથમાળા નં. ૩.

# સ્વદેશી સૂત અને કાપડ.

લેખક:—રા. રા. ધીરજલાલ છગનલાલ.



સ્વદેશી સભા.
કૃષ્ણ બીલ્ડીંગ,
હૉર્નબી રોડ, કોટ,
મુંબઇ.



નકલ ૫,૦૦૦]    કિંમત અર્ધો આનો.    [ઑક્ટોબર ૧૯૧૯.

# સ્વદેશી સભા તરફથી પ્રગટ થયેલી

## લેખમાળાઃ—



| | કિંમત. |
|---|---|
| નં. ૧ સ્વદેશી ભાવના મ૦ ગાંધીજીનું ભાષણ | ૦—૦—૬ |
| નં. ૨ નામદાર ગોખલેનું ભાષણ. | ૦—૦—૬ |
| નં. ૩ સ્વદેશી વ્રત અને કાપડ લે. રા. રા. ધીરજલાલ છગનલાલ | ૦—૦—૬ |
| નં. ૪ નામદાર ગોખલેનું ભાષણ (બનારસ) કોંગ્રેસ.) | ૦—૦—૬ |
| નં. ૫ સ્વદેશી લે. ડૉ. આનંદ કે. કુમાર સ્વામી | ૦—૦—૬ |

મળવાનું ઠેકાણું;

**સ્વદેશી સભા-મુંબઈ.**

તેરથી ચૌદ વર્ષ ઉપરની ને આજની સ્વદેશી ચળવળમાં જે મુખ્ય ફેર છે તે ઘણા સમજે છે. તે વખતે મુખ્યત્વે બંગાળ પ્રાંતજ સ્વદેશી વ્રત માટે વધારે ઉત્સુક હતો, હીંદુસ્તાનના બીજા ભાગોમાં તો તે બંગભંગ રદ થવા છતાં પણ તેટલાજ દ્રઢતાથી પળાયું હોત. જેમ નથી બન્યું. આજે વસ્તુ સ્થિતિ જુદી છે. યુરોપની મહાન લડાઇ, દેશમાં ઘર ઘાલી બેઠેલા ગરીબાઇ અને ભુખમરો, તથા લડાઇએ ખુલ્લી પાડેલી પરાધીનતાની પોલથી દેશનો કેળવાયલો વર્ગ દેશહીત માટે શું કરવું ઇષ્ટ છે તે બરાબર સમજે છે. તે પાકટ સમજને આધારેજ આપણા દેશમાં આપણને લાગુ પડેલા ગંભીર રોગો દુર કરવાનો ઉપચાર સ્વદેશી છે એમ તેઓ માને છે. આ સમજને લીધે સ્વદેશી ચળવળ વધારે નિર્મળને શુદ્ધ બની છે. એમાં દ્વેષ કે ઇર્ષા, વેરભાવ કે ખીજવાટનો અંશ નથી. આપણા વીરોધીઓ કહે છે કે આટલે મોડેથી–આજ પ્રસંગે સ્વદેશી ચળવળ શરૂ કરવાનું ખરૂં કારણ રાજકીય છે, રોલેટ કાયદાથી ઉત્પન્ન થયેલો ખોટો ખીજવાટ છે, જગતની, ખાસ કરીને ઇંગ્લંડની, અશાંતિનો ગેરલાભ લેવા માટે છે, અને નહીં કે દેશહિતના શુદ્ધ ભાવથી. આપણો જવાબ ટુંકો છે. મોહનાં પડળ દૂર થવા સાથે જ્ઞાન થાય, દીપના પ્રગટવા સાથે તીમીર નષ્ટ થાય, ઉંઘ ઉડવા સાથે જાગૃતિ આવે એતો બહુજ સ્વાભાવિક છે. એ માટે કંઇ કાળ ઘડી મુકરર ન હોય, સ્વદેશી માટેની ઉત્કંઠા–ઇચ્છા દરેક હીંદીવાનને હ્રદયે હતી અને છે. આજે તે ભભુકો લઇ ઉઠી છે, કારણ કે આગળ કરતાં આજ વધારે સ્પષ્ટ થયું કે દેશોદય માટે નીરાધાર ગરીબ પ્રજાના હાથમાંનો ઉપાય, રાજના રક્ષણના અભાવે કરીને પ્રજા પોતાની

ઉન્નતિ સારૂ ઉપયોગમાં લઇ શકે તે સાધન ફક્ત સ્વદેશી છે. કાળા કાયદાના પસાર થવા સાથે કે સત્યાગ્રહની ચળવળ સાથે સ્વદેશી ચળવળમાં ઝોમ આવ્યું હોય તે ફક્ત આકસ્મિક બનાવ છે. કાગનું બેસવું ને તાડનું પડવું થયું છે. એ ઉપરાંત આજની રાજકીય પરીસ્થિતિ સાથે સ્વદેશી ચળવળને સ્નાન સુતક નથી–સંબંધ નથી.

આપણો આદર્શ સંપૂર્ણ સ્વદેશી વસ્તુઓ વાપરવાનો છે. નહીં કે આપણી હજારો જરૂરીઆતોમાંથી એકાદ બે ચુંટી કાઢેલા કે પસંદ કરેલી વસ્તુઓ પુરતોજ તે સંકલ્પ છે, આખું શરીર તંદુરસ્ત રાખવું હોય તો એકાદ અંગની માવજત અને સંભાળ રાખવાથી કદી તે ઉદેશ પાર નથી પડતો. હિંદવાસીઓના ઘેરે ઘેરથી ગરીબાઇ દુર કરવી હોય તો એકાદ બે વસ્તુ પુરતું સ્વદેશીવ્રત એ અધુરો ઉપાય છે તો પછી " સ્વદેશીવ્રત અને કાપડ " નો અર્થ શું એમ પ્રશ્ન થાય તો તે સ્વભાવિક છે.

સર્વ સંપુર્ણ સ્વદેશીનો આશય જનકલ્યાણ માટે છે. તે આશયે બધાજ પહોંચી શકે તો તેના જેવું ઉતમ એકે નથી; છતાં કેટલાક એવા પણ હોય કે જેઓ એ આશય કબુલ રાખી ત્યાં પહોંચવા ઇચ્છા રાખવા છતા નાનાં મોટાં અનેક કારણોથી પાછા પડતા હોય, પ્રયત્ન કરતા હોય પણ તે અધુરા હોય તો

તેવા માટે તેમની મારફત જે કંઇ લાભ દેશને થઇ શકે છે તે સાર, ન્હાના તેટલું પુણ્ય એ ધોરણે, કેટલાક વ્યવહારૂ રસ્તા યોજવાની જરૂર રહે છે. એવો વ્યવહારૂ માર્ગ સુચવવાનો અર્થ એ નથી થતો કે સ્વદેશી ચળવળમાં લોકોને શ્રધ્ધા નથી અથવા તો માતૃભુમિ પ્રત્યેનો પ્રેમ મંદ છે, આપણું સ્વદેશાભિમાન મોળું છે. આપણી પરીસ્થિતિનો વિચાર ન કરવો એ ભુલ છે, આપણી પરાવલંબનતા ચોકકસ રૂપમાં જાણવાની જરૂર છે. સ્વદેશી ચળવળમાં ફકત મુઠીભર માણસોજ જોડાયલા રહે તો ધાર્યો ઉદ્દેશ પાર પડી શકે નહીં. આટલા માટે આપણા લોક-નાયકોએ સર્વ સંપુર્ણ સ્વદેશી એ લક્ષ્યબીંદુ રાખી જેનાથી બને તેઓને તે વ્રત લેવા ભલામણ—આગ્રહ કરી ઇતર જનસમાજ માટે કેટલીક વ્યવહારૂ યોજનાઓ ઘડી કાઢી છે, જેમાંની સ્વદેશી કાપડ વાપરવાની ભલામણ પ્રથમ છે અને તેનાં કારણો નીચે મુજબ છેઃ—

વણાટ-ઉદ્યોગ એ હીંદનો પ્રાચીનમાં પ્રાચીન રાષ્ટ્રીય અને ગૃહઉદ્યોગ હતો. યુરોપના લોકોને રૂ શી ચીજ છે તેનું પણ જ્યારે ભાન નહોતું તે વખતે હીંદી વણાટકામ દેશદેશાવર થોકબંધ નીકાશ થતું હતું અને એજ સફાઇદાર બારીક વણાટ કામે હીંદની કીર્તિ પશ્ચીમના મુલકોમાં ફેલાવી, હીંદના કળાકૌશલ્ય તથા હીંદનો પરીચય તેણે કરાવ્યો. માનવંત કંપની સરકારનું રાજ્ય થયું ત્યાં લગણ દેશના આ ઉદ્યોગને લેશમાત્ર આંચ નહોતી આવી. ઘણાએ વિદેશી હુમલા થયા. ઘણીએ વિદેશી સતા ઝામી ને પડી ભાંગી, ઘણીએ લુંટફાટ અને જુલમો થવા છતાં પણ હીંદી કારીગર બેરોજગાર નહોતો થયો.

હીંદી વણકર પોતાની ઝુંપડીમાં રસ્તામાં રખડતા ભીખારીથી માંડી શહેનશાહ માટે કાપડ કાંઇપણ આંચ વગર વણતો હતો. તેનો ઉદ્યોગ પડી ભાંગ્યો નહોતો અથવા કોઇ પ્રકારના ત્રાસ જુલમથી બંધ નહોતો કરવો પડયો. તેના અને તેના બાળ બચ્ચાંના મ્હોંમાંનો કોળીઓ કોઇ લઇ નહોતું ગયું, પણ એ સ્થિતિ છેક છેલ્લી ઝામેલી વિદેશી સતાના અમલમાં ટકી નહી. પ્લાસીના યુધ્ધ પહેલાં હાથ વણાટ ઉદ્યોગના વીનાશના બી રોપાઇ ચુક્યાં હતાં અને ક્રમે ક્રમે કેવા સંજોગોમાં તે ઉદ્યોગ છેક પડી ભાંગ્યો, પશ્ચીમની હબછબ ઉપર તેની શરૂઆત થતાં કેવા ફટકા પડયા તે અન્ય પ્રસંગે જણાવેલું હોવાથી આ સ્થળે વીગતમાં ઉતરવાની જરૂર નથી. ટુંકામાં કંપની સરકારના વખતમાં વણકરોને ઉત્તેજન નહી મલવાથી, ભારે જકાત નિતિથી, વિદેશી તૈયાર માલની અને ફકત કાચા માલના ઉત્પન્ન થવા ઉપર ધ્યાન આપવાથી અને રાજ્યાશ્રયની ગેરહાજરી સાથે આપણી બેદરકારી તથા ગરીબાઇથી એ પ્રાચીન ગૃહઉદ્યોગ લગભગ પડી ભાંગ્યો છે અને તેનું સ્થાન બીજા ઉદ્યોગે હજુ પુરેપુરૂં લીધું નથી.

વણાટ ઉદ્યોગ એ આપણો રાષ્ટ્રીય અને ગૃહઉદ્યોગ હતો તે માટે કંઇ પુરાવો જોઇતો હોય તો તે મી૦ બની'અરે પોતે ઇ. સ. ૧૮૧૭ માં કરેલી તપાસ વખતે જે આંકડા આપ્યા છે, તેના અવતરણથી મલશે. બધા આંકડા ન આપતાં ફકત બંગાલના કેટલાક જીલ્લાના આંકડા નીચે જણાવ્યા છેઃ—

| | | |
|---|---|---|
| પટણા જીલ્લામાં | ૩,૩૦,૪૨૬ | સ્ત્રીઓ કામ કરતી હતી. |
| શાહબાદ, | ૧,૫૯,૬૦૦ | સ્ત્રીઓ કામ કરતી હતી. |
| ભાગલપુર, | ૧,૬૦,૦૦૦ | સ્ત્રીઓ કામ કરતી હતી. |
| દીનજાપુર, | ૧૦,૦૦.૦૦૦ | સ્ત્રીઓ કામ કરતી હતી. |
| ગોરખપુર, | ૫,૪૩૪ | કુટુંબોમાં આ ઉદ્યોગ હતો. |

આ ઉપરાંત પુરૂષ વણકરો જુદા હતા. આ આંકડા ઉપરથી સ્પષ્ટ થાય છે કે ઈ. સ. ૧૮૦૭ માં પણ અનેક વીપરીત સંજોગો હોવા છતાં વણાટ ઉદ્યોગ જીવંત રહી શકયો હતો અને જ્યાંસુધી તે એ સ્થિતિમાં રહ્યો ત્યાંસુધી આપણે આપણી દ્રષ્ટીએ સુખી હતા. ભુખમરાથી નહોતા પીડાયા, ચપટી ધાન્ય માટે કે લંગોટી પુરતા કાપડના કટકા માટે લાખોના ભંડોળો ભેગા કરવા ફરજયાત ફરજ નહોતી પડતી અને તે શા કારણથી? હીંદની મોટી વસ્તીનો આધાર ખેતી છે, હીંદના મોટા ભાગની પ્રજા ઘણા નાના નાના ગામડામાં વસે છે, તેવી પ્રજાની, ખોરાક પછીની બીજી અગત્યની જરૂરીઆત કાપડ છે; ખેતીનું કામ વર્ષના છથી આઠ મહીના ચાલતું હોવાથી બાકીના છથી આઠ મહીના ચાલતું હોવાથી બાકીના છ થી ચાર મહીના જ્યારે ખેડુતને ખેતરનું કંઇ કામ ન હોવાથી ઘેર રહેવા જરૂર પડતી ત્યારે તે આળસુ કે બીનઉદ્યોગી રહેવાને બદલે પોતાના સ્ત્રી વર્ગની તથા બાળવર્ગની સહાયતાથી હાથ શાળપર પોતાના કુટુંબ પુરતું કે થોડા ઘણા વેચાણ માટે કાપડ વણતો હતો, સ્ત્રીઓને વધારે પ્રમાણમાં અવકાશ હોવાથી તે રૂ કાંતી આપી શાળપર વાણા તાણા ગોઠવી આપતી. જ્યારે પુરૂષો માટે ભારે મહેનતવાળું તેમજ વણાટનું કામ કરતા હતા. આ પ્રકારની વ્યવસ્થા કરીને તેમની ખોરાક પછીની બીજી જરૂરીઆતો સંપુર્ણ રીતે પુરી પડતી અને આજની માફક તે માટે વિદેશપર આધાર રાખવા નહોતો પડતો. આ પ્રમાણેનો વણાટનો ગૃહઉદ્યોગ ફકત એકાદ બે જીલ્લામાંજ ચાલતો હતો તેમ ન હતું પણ હીંદુસ્તાનનાં લગભગ બધાંજ નાના મોટા શહેરોમાં હાથ વણાટ ઘેર ઘેર થતું,

અને તેમાંના થોડાક જીલ્લાના વણકરોની પ્રવીણતાથી કરીને તેઓનું કાપડ એટલું ઉંચા દરજ્જાનું થતું કે જે વિદેશ ચઢાવવામાં આવતું. બાકીનું બધું કાપડ દેશના વપરાસ સારૂંજ વણાતું. વિદેશી રસ્તા સાદા અને તકલેદી માલની જેમ જેમ આયાત વધી અને આગગાડી મારફતે જેમ જેમ તે માલ નાના નાના ગામડામાં સરળતાથી પહોંચાડવાની સગવડ થઇ તેમ તેમ એ ધંધો પડતો ગયો, વિદેશી કાપડની ખરીદી સાથે એટલો રોજગાર અને નફો ગયો. સ્ત્રીઓનો ઘરના આંગણાનો ઉદ્યોગ ગયો, અને એકંદરે દિનપ્રતિદિન દેશની ગરીબાઇમાં વધારો થયો એમ પણ કહીએ તો ખોટું નથી.

આપણા દેશની તથા દેશના પ્રાચીન રાષ્ટીય ઉદ્યોગની આ દશાનો ટુંક ખ્યાલ છે અને તે ઉપરથી સ્પષ્ટ થયુંહશે કે આ માટે હજારો વિદેશી ચીજોમાંથી સ્વદેશીવ્રતમાં પ્રથમ સ્વદેશી કાપડને અગત્ય અપાઇ છે.

આ સંબંધમાં નીચેની હકીકત બહુ જાણવાજોગ છે:—

(૧) વિદેશી માલની આયાત.

ઇ. સ. ૧૯૧૬–૧૭ ના હીંદના વેપાર રોજગારના આયાત નીકાશના આકડાં મુજબ સૌથી વધારે કાપડ ઇંગ્લાંડથી આયાત થાય છે; જાપાન પણ ખંતથી સ્પર્ધામાં ઉતર્યું છે અને એ નવો ભય છે. પ્રતિવર્ષે જાપાનથી વધારે ને વધારે કાપડ અને સુતર આયાત થતું જાય છે અને સરકાર તથા લોકનાયકોએ હીન્દના સ્વાર્થથી ખાતર જાગૃત થવાની જરૂર છે.

| કાપડની વીગત. | | ૧૯૧૨–૧૩ | ૧૯૧૬–૧૭ | ૧૯૧૨–૧૩ કીંમત રૂપિઆમાં. | ૧૯૧૬–૧૭ કીંમત. રૂપિઆમાં. |
|---|---|---|---|---|---|
| **વગર ધોયલું કાપડ** | | | | | |
| બનુસ ધાબળી | રતલ | ૧૫૩૭૧૦૮૪ | ૧૭૦૩૬૨૧ | ૮૫૫૭૨૧૦ | ૧૭૦૦૯૧૦ |
| કેનવાસ | વાર | ૪૦૧૫૭૫ | ૩૧૬૫૨૪૫ | ૨૩૦૧૯૦ | ૧૩૫૯૦૯૦ |
| રૂમાલ, શાલ | નંગ | ૨૭૧૩૬૩૮૫ | ૮૩૮૫૬૩૭ | ૫૫૮૭૦૯૫ | ૧૭૮૮૦૭૫ |
| હોઝીઅરી | ,, | ... | ... | ૯૧૭૭૦૭૫ | ૧૪૧૩૩૯૪૫ |
| લેઈસ | વાર | ૨૧૭૪૯૦૯ | ૨૩૯૩૬૩૨ | ૬૭૦૨૬૦ | ૧૫૦૭૪૪૦ |
| ચાદર વગર ધોયલી | ,, | ૩૮૧૨૪૩૬ | ૧૬૪૭૧૧૫ | ૯૧૭૭૯૦ | ૪૬૭૩૮૫ |
| કોરાં ધોતીયાં, સાડી | ,, | ૭૨૪૦૯૮૫૩૦ | ૫૨૦૧૬૦૭૯૯ | ૧૨૧૫૦૦૦૭૧ | ૫૦૧૬૨૧૩૨૫ |
| ડરીલજીન | ,, | ૨૮૭૬૬૮૧૭ | ૨૧૧૭૧૪૫૬ | ૬૪૬૭૪૫૨ | ૫૬૦૫૨૭૦ |
| જેકોનેટ | ,, | ૧૪૧૯૯૯૫૯૧ | ૮૨૯૩૫૦૧૪ | ૨૧૧૧૩૫૩૦ | ૧૫૮૭૦૧૩૧ |
| લોંગકલોથ શરટીંગ | , | ૬૨૨૧૩૩૭૨૬ | ૧૮૪૯૧૯૩૬૪ | ૯૮૯૫૩૧૨૫ | ૩૬૭૪૬૮૫૦ |
| ટી, કલોથ ડુમેસ્ટીક | ,, | ૧૦૨૬૮૪૩૭ | ૧૨૦૬૩૦ | ૧૩૦૬૭૧૦ | ૩૪૬૨૦ |
| **કુલ વગર ધોયલું** | | | | | |
| બ્રીટીશ એમ્પાયર | ,, | ૧૫૧૩૯૯૪૦૮૧ | ૭૬૨૪૭૩૦૫૯ | ૨૪૬૧૭૬૨૫ | ૫૪૯૦૪૧૨૭૫ |
| ઇતર દેશાવર | ,, | ૨૧૧૩૫૪૬૪ | ૮૪૫૧૬૭૪૬ | ૫૭૭૪૮૫૦ | ૧૯૬૫૬૨૪૦ |
| એકંદરે વગર ધોયેલો માલ | ,, | ૧૫૩૫૧૨૯૫૪૫ | ૮૪૬૯૮૯૭૬૫ | ૨૫૧૧૯૧૨૯૦ | ૧૬૮૬૯૭૧૧૫ |
| **ધોયેલો માલ** | | | | | |
| ચાદર | ,, | ૧૮૪૬૫૪૧ | ૧૫૩૭૮૧૬ | ૩૩૦૯૪૫ | ૩૩૩૫૧૫ |
| ચેક | ,, | ૧૩૦૮૭૩૬૯ | ૧૧૧૬૯૩૩૬ | ૨૪૮૦૩૭૦ | ૨૮૧૧૫૪૦ |
| ધોતીઆં, સાડી | ,, | ૭૩૩૯૧૬૨૨ | ૬૩૪૯૬૧૮૨ | ૧૨૭૮૭૬૮૫ | ૧૪૫૭૭૭૨૦ |
| ડરીલ જીન | ,, | ૭૨૦૦૮૩૬ | ૬૮૭૯૬૨૨ | ૨૦૮૧૮૯૫ | ૨૬૯૫૭૪૦ |
| જેકોનેટ | ,, | ૨૨૬૨૪૨૭૨૫ | ૧૮૧૧૦૫૦૮૨ | ૪૧૮૮૧૮૭૫ | ૪૧૦૬૨૦૯૫ |
| લોંગ કલોથ | ,, | ૧૭૯૯૯૩૩૬ | ૫૨૩૧૭૯૯૯૦ | ૩૫૦૦૪૪૫૦ | ૩૦૦૩૨૬૫૫ |
| નેનસુખ | ,, | ૨૩૫૮૬૯૭૬૫ | ૫૮૮૯૯૫૫૯૪ | ૩૩૩૮૬૯૫૫ | ૨૭૫૪૨૪૧૫ |
| **કુલ ધોયેલો** | | | | | |
| ઇંગ્લાંડ | ,, | ૭૫૫૭૩૬૯૩૨ | ૫૮૨૨૧૪૬૫૮ | ૧૩૧૩૪૭૧૨૫ | ૧૨૫૩૮૬૩૩૫ |
| બ્રીટીશ એમ્પાયર | ,, | ૭૫૬૨૮૫૧૬૨ | ૫૮૨૭૭૩૨૦૭ | ૧૩૫૬૫૦૯૬૫ | ૧૨૫૫૭૦૬૧૦ |
| ઇતર દેશાવર | ,, | ૧૨૪૭૨૯૮૨ | ૭૦૫૯૭૬૩ | ૩૬૧૧૩૭૦ | ૨૩૬૪૫૭૦ |
| કુલ્લ | ,, | ૭૬૮૭૫૭૭૪૪ | ૫૮૯૮૩૨૯૭૦ | ૨૨૫૨૬૨૩૩૫ | ૫૨૭૯૨૫૫૮૦ |
| **રંગીન** | | | | | |
| ઇંગ્લાંડ | ,, | ૬૩૭૬૫૯૫૩૯ | ૪૦૩૭૨૫૩૯૦ | ૧૨૩૫૧૩૦૩૦ | ૫૨૭૨૩૦૭૬૫ |
| બ્રીટીશ એમ્પાયર | ,, | ૬૩૯૧૫૫૬૫૫ | ૪૦૫૧૬૨૧૯૧ | ૧૨૪૧૩૯૪૬૦ | ૧૨૭૭૭૯૭૨૦ |
| ઇતર દેશાવર | ,, | ૪૩૦૫૬૦૭૩ | ૪૯૭૯૭૦૦૦ | ૧૭૫૯૦૩૨૦ | ૨૩૧૦૪૦૯૫ |
| કુલ્લ એકંદરે | ,, | ૬૮૨૨૧૧૬૨૮ | ૪૫૪૯૫૯૧૯૫ | ૧૪૧૭૨૯૭૮૦ | ૧૫૦૮૮૩૮૧૫ |
| કેન્ટ | ,, | ૩૬૪૩૦૦૪૦ | ૪૧૭૨૯૬૫૨ | ૪૯૨૬૫૬૫ | ૯૯૪૭૨૮૫ |

# એકંદર કાપડની આપણાં દેશમાં આયાત.

| કાપડની જાત. | | ૧૯૧૨–૧૩ | ૧૯૧૬–૧૭ | ૧૯૧૨–૧૩ કીંમત. રૂપિઆમાં | ૧૯૧૬–૧૭ કીંમત રૂપિઆમાં. |
|---|---|---|---|---|---|
| ઇંગ્લાંડ | ,, | ૨૯૪૧૮૯૯૧૩૧ | ૧૭૮૬૧૩૭૯૧૬ | ૫૦૫૭૨૯૫૦૦ | ૪૦૯૯૧૦૧૬૫ |
| બ્રીટીશ એમ્પાયર | ,, | ૨૯૪૪૮૨૬૬૩૨ | ૧૭૮૮૫૯૪૩૫૫ | ૫૦૬૭૨૭૩૯૦ | ૪૧૦૬૩૧૮૬૦ |
| જાપાન | ,, | ૫૮૮૦૭૨૩ | ૧૧૦૦૯૪૦ | ૧૧૦૦૯૪૦ | ૨૪૩૧૭૮૮૦ |
| ઇતર દેશાવર | ,, | ૭૭૭૦૨૮૨૫ | ૧૪૪૯૨૭૨૨૩ | ૨૬૩૨૨૧૮૦ | ૪૫૬૭૭૮૩૫ |
| કુલ્લ એકંદરે | ,, | ૩૦૨૨૫૨૯૪૫૭ | ૧૯૩૩૫૨૧૫૭૮ | ૫૩૩૦૪૯૫૭૦ | ૪૫૬૪૬૩૬૯૯ |
| સીવવાનો દોરે | ,, | ૧૩૯૩૯૭૭ | ૨૨૫૯૨૮૧ | ૩૪૪૦૦૧૦ | ૫૩૬૮૫૦૦ |

## (૨) દેશની મીલોમાં બનતો માલ.

ઇ. સ. ૧૮૫૦માં મુંબઇની અંદર પ્રથમ મીલની શરૂઆત મી૰ સી. એન. દાવર નામના પારસી ગૃહસ્થે કરી. એ સમયમાં વરાળ યંત્રોથી રૂ કાંતવા તથા કાપડ વણવાની શરૂઆત હોવાથી તથા લોકોનું જ્ઞાન એ સંબંધમાં ઓછું હોવાથી ૧૮૫૦ થી ૧૮૭૬ લગણમાં ફકત ૫૦ પચાસ મીલો થઇ. જ્યાં સુધી મીલોની સંખ્યા ઓછી હતી ત્યાં સુધી વીલાયતના કારખાનાવાળા ચૂપ રહ્યા હતા પણ ૧૮૭૬ થી નવી મીલો વધવા લાગી. બીજા દસ વર્ષમાં કુલ ૧૦૦ મીલો થઇ. ૧૮૯૫ માં કુલ ૫૦ મીલોએ કામ શરૂ કર્યું હતું તેપરથી ઇંગ્લાંડમાં ભારે ખળભળાટ થયો જેનાં પરિણામે હીંદુસ્તાન માં નવા નવા ધારા દેશના ઉદ્યોગને અંતરાયરૂપ ઘડવામાં આવ્યા. ઇ. સ. ૧૮૭૭, ૧૮૭૯ માં આવા હેતુથીજ કાયદા ઘડયા હોવા છતાં મીલ ઉદ્યોગ વધતો રહ્યો. વધુ એક ફટકો ઇ. સ. ૧૮૯૪

માં એક્સાઇઝ ડ્યુટી નાખવાથી પડયો તે છતાં મીલ ઉદ્યોગનો વીકાસ વધ્યો છે અને આજે વસ્તુસ્થિતિ આ મુજબ છેઃ--

| | [illegible] | સ્પીન્ડલની સંખ્યા. | શાળની સંખ્યા. | કુલ માણસો કામે લાગેલાં છે. | રૂની ખપત. હંડરવેટ. | રૂની ખપત. ગાંસડીમાં. |
|---|---|---|---|---|---|---|
| ૧૯૧૮ માં મુંબઈના ટાપુમાં. | ૮૭ | ૨૮,૮૨,૬૪૮ | ૫૯,૧૬૨ | ૧,૨૪,૧૯૯ | ૩૭,૩૯,૭૨૨ | ૧૦.૬૮,૪૯૨ |
| ૧૯૧૮માં હીંદુસ્તાનમાં કુલ. | ૨૬૨ | ૬૬,૫૩,૮૭૧ | ૧,૧૬,૪૮૪ | ૨,૮૨,૨૨૭ | ૭૨,૯૯,૮૭૩ | ૨ ,૮૫,૬૭૯ |

| | સુતર બન્યું હંડરવેટ. | કાપડ બન્યું. વારમાં. | કાપડ બન્યું. રતલમાં. |
|---|---|---|---|
| ૧૯૧૮ માં મુંબઇના ટાપુમાં. | ......... | ......... | ——— |
| ૧૯૧૮મા હીંદુસ્તાંનમાં કુલ. | ૫૮,૭૭,૯૯૬ | ૧,૬૧,૪૧,૨૬,૪૫૮ | ૩૮,૧૪,૦૪,૧૬૯ |

આ આંકડાઓના સંબંધમાં કેટલીક ટીકાની જરૂર છે.

(૨) મીલોની સંખ્યા વધતી જાય છે, પણ દેશની જરૂરીઆતોને પહોંચી વળવા માટે તે પુરતી નથી. જો દેશને દેશની મીલો મારફતે કાપડ પુરૂં પાડવું હોય તો નીદાન બીજી ૫૦૦ મીલોની જરૂર છે. બીજું, ૨૬૨ માંની ઘણી મીલો

જો કે આપણા દેશમાં સ્થાપાયલી છે અને મજુર વર્ગજ જો કે હીંદીવાનો છે છતાં સ્વદેશી શબ્દની સમજ મુજબ વિદેશી જેવીજ ગણુવાને લાયક છે.

એ મીલોની થાપણ અને શેરહોલ્ડરો વિદેશી છે, એના વહીવટદાર તથા અધીકારી વર્ગ પણ વિદેશી છે, એ ચલાવવાથી થતો નફો વીગેરે પણ અત્રે ન રહેતાં વિદેશ જાય છે. એની મુખ્ય ઓફીસ પણ વીદેશમાં હોય છે. આ કારણોથી જો તેવી મીલોને આપણે દેશી મીલો તરીકે ઓળખીએ કે તે મીલોનું કાપડ સ્વદેશી કહીએ તો તે માત્ર નામ પુરતુંજ દેશી છે, એમ મારૂં ધારવુ છે.

(૩-૪) દેશના વીસ્તારના પ્રમાણુમાં શાળ તથા ત્રાક (Spindle સ્પીન્ડલ) ઘણાજ ઓછાં છે એટલુંજ નહી પણ જાપાન, ઇંગલાંડની મીલોમાં જે શાળ તથા ત્રાકની રાશ છે તેનાથી એ હીંદની મીલોમાં રાશે તે ઓછા છે. વળી છેલ્લાં ત્રણુ વર્ષના આંકડા જોતાં દરેક ત્રાકપર બ લ સુતરની રાશ ઓછી આવે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૧૬ | ૧૦૫,૬૧ | રતલ | સુતર | થયું. |
| ૧૯૧૭ | ૧૦૧,૦૭ | ,, | ,, | ,, |
| ૧૯૧૮ | ૯૯,૨૭ | ,, | ,, | ,, |

સસ્તી મજુરી હોવા છતાં અનેક કારણોથી સુતર અને કાપડની પડતર કીમત વીદેશની સ્પર્ધામાં વધારે આવે છે જે વીચારવા જેવી બાબત છે.

૫ આ આંકડા ફકત મજુર વર્ગના છે. એમનાપર દેખરેખ રાખનારા તેમજ વિદેશી મેનેજરો, વીવીંગ માસ્તર વીગેરે જે મોટા પગાર મેળવે છે તેની એમાં ગણત્રી નથી. આ મજુરોની મહેનતનું ફળ મુખ્ય તો એજન્ટ અને થાપણવાળા ભોગવે છે.

અને વર્ષો વીતી જાય તોપણુ એમની સ્થિતિમાં લાંબો ફેર પડયો હોય કે પડશે એવું લાગતું નથી. આટલા ટીકાનું કારણુ આજની સ્થિતિ ગત્‌કાલની સ્થિતિ સાથે સરખાવવા માટે છે. જયારે વણાટ ઉદ્યોગ ઘેરઘેર હતો ત્યારે ફકત કુલ વસ્તીમાંથી પોણા ત્રણુ લાખ આદમીજ આ ઉદ્યોગમાં રોકાયલા નહોતા પણુ લાખો બાળકો, સ્ત્રીઓ, અને પુરૂષો સંતોષથી, આનંદથી અને ચેનથી પોતાને ઘેર અનુકુળતા મુજબ કામ કરી પૈસો મેળવતા. વધારે કામનો નફો પોતાનેજ મળતો. ખરાબ વાતાવરણુમાં કામ કરવા નહોતુ જવું પડતુ. બાળકો તેમજ અશકત મોટી ઉમરના માણુસોને લાયકનું કામ પણુ મળી આવતું. નાના બાળકો તથા ગર્ભવંતી સ્ત્રીઓને આજના જેવો ત્રાસ નહોતો વેઠવો પડતો. આજે વસ્તુસ્થિતિ જુદી છે. વણાટ ઉદ્યોગ ઘણાજ ઓછા માણુસોને રોજી આપે છે. એમની મહેનતનો પુરો બદલો એમને ન મળતો હોવાથી તે દરીદ્રીજ રહે છે. એમના કંગાળ પણાનો ખ્યાલ કોઇ કોઇ વારજ બહાર આવે છે. જે વાતાવરણુમાં એ મજુર વર્ગ કામ કરે છે તે સુધારાના જમાનાને એબરૂપ છે. અશકય મોટી ઉમરના સ્ત્રી પુરૂષોનો નીભાવ આજની ઢબછબ પરનો મીલ ઉદ્યોગ કરી શકતો નથી. એ યંત્રો સાથે કામ કરનાર મજુર પણુ એક યંત્રજ બની ગયું છે. આજના લેખનો ઉદ્દેશ એ બાબત વધારે ચર્ચવાનો નથી.

૬. વીદેશથી કાચો માલજુજ આવે છે. ૧૯૧૮ માં મીસર (ઇજીપ્ત) અમેરીકા તથા પૂર્વ આફ્રીકાથી ગાંસડીઓ આવી હતી જેનો સમાવેશ ખપતમાં થયો છે. કાચા માલની આયાત તૈયાર માલના કરતાં ઇચ્છવાજોગ છે પણુ વધારે સારૂં તો દેશમાંજ એવા લાંબા તારનું રૂ ઉગે અને વપરાય તે છે.

૭ આપણી મીલોમાં જે સુતર બને છે તે બધુંજ આપણે ત્યાં વણાટ કામમાં આવતું નથી. ૧૯૦૮ સુધી થોડું ઘણું જાપાન જતું હતું જે હવે તદન બંધ થઇ ગયું છે, ચીન સાથે આપણો વેપાર સારો હતો પણ જાપાને હવે સારો પગપેસારો કર્યો છે. તેથી જતે દિવસે ચીન હીંદી સુતર લેતું બંધ થઇ જાય એવો ભય મને રહે છે. ૧૯૦૮ માં ફક્ત ૧,૦૮,૫૬૮ સુતરની ગાંઠ ચીન નીકાશ થઇ હતી, જ્યારે આગલા વર્ષોની નીકાશ નીચે મુજબ છે:-

૧૯૧૨ માં ૪,૩૩,૯૮૯ સુતરની ગાંઠ રતલ ૪૦૦ ની.
૧૯૧૩ માં ૪,૦૫,૩૫૯ સુતરની ગાંઠ રતલ ૪૦૦ ની.
૧૯૧૪ માં ૩,૨૪,૫૮૬ સુતરની ગાંઠ રતલ ૪૦૦ ની.
૧૯૧૫ માં ૩,૫૮,૭૭૭ સુતરની ગાંઠ રતલ ૪૦૦ ની.
૧૯૧૬ માં ૩,૦૩,૬૯૨ સુતરની ગાંઠ રતલ ૪૦૦ ની.
૧૯૧૭ માં ૨,૮૬,૩૬૫ સુતરની ગાંઠ રતલ ૪૦૦ ની.

ટુંકમાં નીકાશ ઘટતી આવે છે.

૮. અત્યાર લગણુ જે જાડું કાપડ મીલોમાંથી બહાર પડતું તે દેશી રૂ અને દેશી સુતરમાંથી બનતું, પણ રૂનાં તથા સુતરનાં બજારની વધઘટને લીધે કે અન્ય કારણોથી વિદેશથી જાડું સુતર પણ દેશમાં આયાત થાય છે અને તેની નોંધ સંપુર્ણ સ્વદેશીવ્રતની ખાતર લેવાની જરૂર છે. બારીક સુતર તો વીલાયતથી આવે છે એ જગજાહેર વાત છે. ફક્ત તાણા માટેજ નહી પણ તાણાનું સુતર સુદ્ધા વીલાયતથી આવે છે અને તેનો છુટથી ઉપયોગ દેશી ગણાતા કાપડમાં થાય છે.

હાથવણાટનો ઉદ્યોગ નથી પડી ભાંગ્યો તેનો એક સબળ પુરાવો સુતરની ખપતપરથી મળે છે. દેશમાં કેટલી શાળો છે, કેટલા શાળવી છે કેટલા વાર કે રતલ માલ બન્યો અને તેની શું કીંમત થઇ તે જાણવાનું ચોકશ સાધન નથી અને તેથી તે બાબતના અંદાજોજ બાંધવા જરૂર રહે છે.

| વર્ષ. | હીંદુસ્તાનનીમીલોમાં સુતર બન્યું રતલ. | આયાત થયેલું સુતર રતલ. | કુલ સરવાળો (૨×૩) રતલ. | હીંદુસ્તાની મીલોમાં સુતર ખપ્યું રતલ. |
|---|---|---|---|---|
| ૧૮૯૬ થી ૧૯૦૦ રાસ | ૪૫,૩૦,૦૦,૦૦૦ | ૪,૬૩,૦૦,૦૦૦ | ૪૯,૯૩,૦૦,૦૦૦ | ૮,૪૪,૦૦,૦૦૦ |
| ૧૯૦૧ થી ૧૯૦૫ રાસ | ૫૯,૭૩,૦૦,૦૦૦ | ૩,૫૩,૦૦,૦૦૦ | ૬૩,૨૬,૦૦,૦૦૦ | ૧૨,૫૫,૦૦,૦૦૦ |
| ૧૯૦૬ થી ૧૯૧૦ રાસ | ૬૩,૭૪,૦ ,૦૦૦ | ૩,૭૯,૦૦,૦૦૦ | ૬૭,૫૩,૦૦,૦૦૦ | ૧૮,૨૫,૦૦,૦૦૦ |
| ૧૯૧૧ થી ૧૯૧૫ રાસ | ૬૭,૪૧,૦૦,૦૦૦ | ૪,૩૯,૦૦,૦૦૦ | ૭૧,૮૦,૦૦,૦૦૦ | ૨૫,૯૯,૦૦,૦૦૦ |

| વર્ષ. | અત્રેથી થયલો સુતરનો નીકાસ. | કુલ ખપત થયા ની કાસ રતલ (૫×૬) સરવાળો. | સુતર બાકી રહ્યું તે હાથની શાળોમાં વપરાયું. |
|---|---|---|---|
| ૧૮૯૬ થી ૧૯૦૦ રાસ | ૧૯,૬૪,૦૦,૦૦૦ | ૨૮,૮૯,૦૦,૦૦૦ | ૨૧,૮૫.૦૦,૦૦૦ |
| ૧૯૦૧ થી ૧૯૦૫ રાસ | ૨૬,૫૧,૦૦,૦૦૦ | ૩૯,૦૬,૦૦,૦૦૦ | ૨૪,૨૦,૦૦,૦૦૦ |
| ૧૯૦૬ થી ૧૯૧૦ રાસં | ૨૨,૨૦,૦૦,૦૦૦ | ૪૦,૪૫,૦૦,૦૦૦ | ૨૭,૦૮,૦૦,૦૦૦ |
| ૧૯૧૧ થી ૧૯૧૫ રાસ | ૧૭,૦૨,૦૦,૦૦૦ | ૪૩,૦,૧૦૦,૦૦૦ | ૨૮,૭૯,૦૦,૦૦૦ |

આ ઉપરથીજ માલુમ પડશે કે હજુ હીંદુસ્તાનમાં જેટલું સુતર મીલોમાં વપરાય છે તેટલુંજ સુતર હાથની શાળોમાં વપરાય છે અથવા તો જે એક સામાન્ય માન્યતા થઇ પડી છે કે હાથની શાળોપર કાપડ વણાતું બંધ થયું છે અથવા તો બહુ જુજ બને છે તે આથી ખોટી ઠરે છે.

ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ કમીશનના રીપોર્ટમાં પણ જણાવે છે કે નહીંમાં નહીં તોપણ હીંદુસ્તાનમાં વીશ લાખથી ત્રીસ લાખ હાથની સાળો હશે અને હાથની સાળપર બનેલા કાપડની કીંમત લગભગ રૂ. પચાસ કરોડની ધારવામાં આવે છે.

---

* આગલા કોઠાની ગણત્રીની રીતે ૧૯૧૫–૧૬ માં કુલ ૨૮.૭૯,૦૦,૦૦૦ રતલ ફાજલ પડતું હતું તેમાંથી દોરડા વગેરે વણાટમાં દશ ટકા ખપે તે બાદ કરતાં જે સુતર રહ્યું તેનું ૧૦૦ રતલ સુતરનું ૧૧૨ રતલ કાપડ ઉતરે છે તે ગણત્રીએ કાપડ મળ્યું છે છતાં એમાં ઘણો ફેરફાર પડવા સંભવ છે.

| વર્ષ. | વીલાયતથી કુલસુતરઆયાત થયું રતલમાં. | જાપાનથી કુલ સુતર આયાત થયું રતલમાં. | હીંદની મીલોમાં સુતર બન્યું રતલમાં |
|---|---|---|---|
| ૧૯૧૨–૩ | ૩,૭૪,૨૧,૪૦૦ | ૩,૮૪,૪૨૯ | ૬૮,૮૪,૭૨,૮૪૮ |
| ૧૯૧૩–૪ | ૩,૧૪,૪૪,૨૦૦ | ૧૦,૦૦,૨૬૦ | ૬૮,૨૭,૭૬,૮૬૪ |
| ૧૯૧૪–૫ | ૩,૧૯,૧૮,૩૦૦ | ૯,૨૧,૭૩૦ | ૬૫,૧૯,૮૪,૫૯૨ |
| ૧૯૧૫–૬ | ૨,૬૮,૮૦,૪૦૦ | ૭,૦૧,૯૨૯ | ૭૨,૨૪,૨૪,૫૨૮ |
| ૧૯૧૬–૭ | ૧,૭૯,૦૦,૧૦૦ | ૪૦,૦૭,૬૩૫ | ૬૮,૧૧,૦૭,૧૬૯ |
| ૧૯૧૭–૮ | ૮૨,૭૦,૬૦૦ | ૪૨,૦૬,૪૯૧ | ૬૬,૦૫,૧૫,૫૭૨ |

વીલાયતથી નીકાશ ઘટવાનું કારણ લડાઇ છે જાપાને તકનો લાભ લઇ ભરપટે માલ બનાવી વીલાયતથી આવતા સુતરની થોડી ઘણી ખોટ પુરી પાડી છે અને તે દીલગીરીની વાત છે.

(૩) યાંત્રીકશાળોાં ઉપરાંશ હાથની શાળોપર પણ ઘણું કાપડ હજુ દેશમાં વણાય છે; હાથવણાતનો ઉદ્યોગ પડી ભાગ્યો છે પણ હજુ છેક નષ્ટ થયો નથી. પ્રાચીન ઝાહોઝલાલી આંજ નથી; શાળવી સ્વતંત્ર કામ કરતો હતો તેને બદલે ઘણે ઠેકાણે તે નાના મોટા કારખાનામાં કામે જાય છે. કુશળ કારીગરને બદલે રોજદાર મજુર બન્યો છે, છતાં એની કુશળતાની ખાત્રી એનું વણાટકામ આપે છે. યાંત્રીક મીલો સામે હાથવણાટ ટકી શક્યું છે કે નહીં, મીલો થવા છતાં શળવી પોતાનો રોજગાર ચલાવી રહયો છે કેનહી તેનો જવાબ નીચેના આંકડાપરથી મળશે. એક વાત સત્ય છે, હાથની શાળોને હાથ વણાટ જો કે હજુ જીવંત છે, પણ રેંટીઆ તો ગયાજ અને તે સાથે હાથે કંતાવું સુતર પણ બંધ થયું છે. સંગ્રહસ્થાનો માટે રેંટીયાની તપાસ કરીએ તોજ તે આંખે ચઢે છે બાકી રેંટીઆ અને રેંટીએ સાથેની વંપરપરાથી ચાલતી આવતી વાતો હવે નથી.

## મીલોમાં.

| | | |
|---|---|---|
| કાપડ બન્યું | | |
| ૧૯૧૫–૧૬ | રતલ | ૩૫,૨૨,૫૪,૫૫૪ |
| બનેલાં કાપડની કીંમત | રૂ. | ૨૭,૦૫,૭૩,૦૮૭ |
| યાંત્રીક શાળો | | ૧,૧૦,૨૬૮ |
| કામ કરનાર મજુર વર્ગની સંખ્યા કુલ્લ (સ્ત્રીઓ, પુરૂષો ને બાળકો સાથે) | | ૨,૭૬,૭૭૧ |

## હાથની શાળોમાં.

૨૮,૯૫,૯૮૪૦૦*

રૂ.૫૦,૦૦,૦૦,૦૦૦

હાથની શાળો. } ૨૦,૦૦,૦૦૦ થી ૩૦,૦૦,૦૦૦ અંદાજ.

ઓછામાં ઓછા ફક્ત સાળવીની સંખ્યા. } વીસથી પચીસ લાખ.

જો હાથની શાળોપર બનેલા કાપડની કીંમત બરાબરજ હોય તો ૧૯૧૫-૧૬ માં નીચે મુજબ કીંમતનું કાપડ હીંદુસ્તાનમાં વપરાયું. મીલોમાં બનેલાં કાપડની કીંમત જે મુકાઇ છે તે એકસાઇઝ ડયુટી ભરાઇ તે આધારે છે; આયાત થયલા માલની કીંમત કસ્ટમમાં જે કીમત દર્શાવવામાં આવે છે તે મુજબ છે; હાથવણાટ કાપડની કીંમત અંદાજજ છે.

વીદેશી સુતરાઉ કાપડ.

| | |
|---|---|
| આયાત થયું | રૂ. ૪૩,૩૭,૮૬,૦૦૦ |
| મીલોમાં કાપડ વણાયું | રૂ. ૨૭,૦૫,૭૩,૦૦૦ |
| હાથવણાટ | રૂ. ૫૦,૦૦,૦૦,૦૦૦ |
| કુલ્લે | રૂ. ૧,૨૦,૪૩,૫૯,૦૦૦ |

અથવા તો દર માથાં દીઠ લગભગ રૂ. ૪) નું કાપડ આપણા દેશમાં વપરાય છે. ૧૯૧૫-૧૬ માં લડાઇના કારણોથી આયાત ઓછી હતી. બાકી ૧૯૧૩-૧૪ લડાઇ પહેલાના વર્ષમાં કુલ્લે સુતરાઉ કાપડ રૂ. ૬૬,૫૭,૬૬,૦૦૦ નું આયાત થયું હતું, તેની નોંધ લેવા જરૂર છે.

## સંપુર્ણ સ્વદેશી અથવા શુધ્ધ સ્વદેશી.

શ્રીયુત ગાંધીજીએ જયારથી સ્વદેશી ચળવળની આગેવાની લેવા માંડી ત્યારથી પ્રજા શુદ્ધ સ્વદેશી શું છે તે વધારેને વધારે સમજવા માંડી અત્યાર લગણ ઘણા એમ માની સંતોષ લેતા કે હીંદી મીલોનો માલ લીધો કે વાપર્યો એટલે સ્વદેશીવ્રતનો આશય સચવાયો. કાચો માલ પણ આપણા દેશનો હોવા સાથે

"આપણા દેશમાં આપણી મુડીથી આપણે ત્યાંજ બનેલાં સાંચા કામ વીગેરેની મદદથી માલ બનાવવામાં આવે તે ખરેખર સ્વ-દેશી છે એમ હું માનું છું. પાકો માલ બનાવવાનાં સાધન પણ આપણા દેશમાંજ બનેલાં હોય તે ઉપર ભાર મુકવાનું કારણ એટલુંજ કે સાંપ્રતકાળમાં પરદેશથી લગભગ તૈયાર થયલી એવી ઘણી વસ્તુઓ આવે છે કે જે ઉપર સેજસાજ કરામત કરી, સબંધ જોડી, રંગરોગાન લગાડી, તેને અત્રે બનેલા માલ તરીકે સ્વદેશી તરીકે ખપાવવામાં આવે છે; વળી પાકો માલ બનાવવાને જયારે સાંચાકામ પણ અહીંજ બનશે, ત્યારે તે દીવસ સમસ્ત ભરતખંડને ઘણુંજ અભિમાન લેવાનો ગણાશે."

તા૦ ૨-૩-૧૯૧૮ (શ્રી હીતોપદેશ એપ્રીલ ૧૯૧૮.)

આથી કરીને સંપુર્ણ કે શુધ્ધ સ્વદેશી માટે નીચેની બાબતોની જરૂર છે.

(૧) કાચો માલ આપણા દેશમાંજ ઉત્પન્ન થયેલો હોવો જોઇએ.

(૨) કાચા માલમાંથી પાકો માલ તૈયાર કરવાનાં સાહીત્ય, સાધન, સાંચાકામ પણ આપણા દેશમાં બનેલાં હોવાં જોઇએ.

(૩) મુડી પણ આપણી હોવી જોઇએ અને કામ કરનાર પણ હીંદીવાનો હોવા જોઇએ.

(૪) અને છેવટ તે માલ આપણે ત્યાંજ તૈયાર થયલો હોવો જોઇએ. આ ચાર શરતો મુજબ તપાસતાં જે તૈયાર માલ એ શરતો પુરી પાડે તે સંપુર્ણ શુદ્ધ સ્વદેશી ગણવાને યોગ્ય છે. એમાંની એક સરત પણ ઓછી હોય તો તે વસ્તુ મિશ્ર સ્વદેશીજ ગણવાને યોગ્ય છે.

વ્યવહાર દ્રષ્ટિએ આમાં જે છુટછાટ મુકવામાં આવે અવશ્ય મુકવી જરૂર પડે તે નોખી વાત છે; અને તેથીજ કરીને, આપણી તૈયારી પુરેપુરી ન હોવાથી, બીજી શરતપર ભાર નથી મુકવામાં આવતો. ત્રીજી બાબત ઘણા જણ અંધારામાં હોય છે એટલે તે પોલ પણ ચાલી જાય છે.

એ બે શરતો બાદ કરતાં મુખ્યત્વ પહેલી અને ચોથી શરત સૌથી વિશેષ ધ્યાન ખેંચે છે. એ બે શરતો અથવા તેમાંની એક શરત જે વસ્તુ પુરી પાડે છે તે શુદ્ધ કે મિશ્ર સ્વદેશી ગણાય.

## સ્વદેશી ચળવળ–હવે શું કરવાની જરૂર છે?

સ્વદેશી ચળવળ અટકી તો નથીજ; આગળ વધે છે, એમાં શંકાએ નથી; તે સાથે એટલું પણ સ્પષ્ટ છે કે દેશની જરૂરીઆતના પ્રમાણમાં વિદેશી કાપડ ચાલીસથી પચાસ ટકા આવે છે. વીરોધીઓ કહે છે કે–શા હેતુ કે ઓછો બને છે કે જો બધા સ્વદેશીવ્રત લે તો કાપડનો દુષ્કાળ પડે–ઘણાને કાપડ વગર ચલાવવું પડે.

વાંધો સાબુત છે, છતાં એ ન ભુલવું જોઇએ કે આજે ને આજે સમસ્ત પ્રજા વિદેશી માલ વાપરતી બંધ થશે. ભપકાદાર મોહક અને કેટલીવાર સોઘું લાગતું વિદેશી કાપડ લાંબા વખતથી વાપરનાર પુરૂષો અને મુખ્યત્વે સ્ત્રીઓ એકાએક વિદેશી માલને તીલાંજલી આપી દેશે એટલા બધા આશાવંત થવા કે રહેવાની જરૂર નથી. સ્વદેશીનો મહીમા એઓ બહુજ ધીમે ધીમે સમજશે એટલે સ્વદેશી માટે તૈયારી કરવા જેટલો વખત મળશે; છેક ગરીબ

ગામડાનો દરદ્રી ખેડુત સમાજનો નીચલો વર્ગ મોટે ભાગે દેશીજ કાપડ વાપરે છે. વિદેશી માલને ઉત્તેજન આપનાર તો મધ્યમ વર્ગ તેમાં પણ ખાસ કરીને શિક્ષિત વર્ગ તથા લગભગ બધોજ ઉંચો વર્ગ છે, અને સ્વદેશીની સફળતાએ વર્ગોના સ્વીકાર કે અસ્વીકાર ઉપર રહે છે. તેથીજ ગામડાઓ કરતાં શહેરોમાં જ્યાં વિદેશી માલ વાપરનારાઓનું પ્રમાણ વધારે છે ત્યાં સ્વદેશી ચળવળ જોશભેર ચલાવવાની જરૂર છે.

## (૨) જરૂરીઆતો ઘટાડવી કે માંગ પુરી પાડવી?

દરેક વ્યકિતએ પોતા માટે જો વિચાર કરવાનો હોય તો જેટલી વસ્તુનો એને ઓછો ખપ તેટલો એ સ્વતંત્ર–વધારે સુખી વ્યકિત માટે જરૂરીઆતો ઓછી રાખવાનું ધ્યેય ઉત્તમ છે, પણ જો દેશ માટે વિચાર કરવાનો હોય તો જેટલા ખપ વધારે તેટલો ઉદ્યોગ ધંધો પણ વિશેષ અનેક પ્રકારની વસ્તુઓની ખપત અનેક માણસોને કામધંધો આપે છે.

ફક્ત વિચારવાનું એટલુંજ છે કે એ જે જરૂરીયાત છે તે વીદેશી માલથીજ પુરી પડે છે કે કેમ? જો તેમજ હોય તો દરેક વ્યકિત એટલાંજ ભલામણ કે જ્યાંસુધી દેશી ભાઇએ બનાવી આપેલી દેશી વસ્તુઓની તમારી જરૂરીઆતો પુરી ન પાડી શકતી હોય ત્યાં સુધી તમે થોભી જાવ; વિદેશી વસ્તુઓ વાપરવી ઓછી ને ઓછી કરો, અથવા સાવ બંધ કરો.

જનસમાજને વિનંતી છે કે આવી જે જે વિદેશી ચીજો દેશમાં આયાત થાય છે તે દેશમાં બનાવવાનું શરૂ કરી, એ માંગણી પુરી પાડો અને દેશમાં ઉદ્યોગ ધંધા ચાલુ કરો. જો

એમ નહીં થાય તો એક વર્ગ એવો છે જે સ્વદેશી વસ્તુ મળે તો વાપરવા ખુશી છે પણ તેના અભાવે વિદેશી વસ્તુ વાપર્યાં વગર રહે નહી, વળી જો તે સસ્તી અને સારી હોય તોજ તેને ઉ-તેજન આપવા આતુર છે, નીકર વિદેશી લેવામાં બાધ નથી માનતો, સ્વદેશીની ખાતર, દેશમાં ઉદ્યોગ ધંધા વધારવા ખાતર, ગરીબાઇ દૂર કરવા ખાતર, આ પ્રશ્નને કેળવાયલા, સાધનવાળા અને મુડી વાળાએ ગંભીરતાથી વિચાર કરવાનો છે.

## (૩) સ્વદેશી માલ મળે ક્યાં? તે સ્વદેશી હશે કે?

આ ખરેખર મુસ્કેલ પ્રશ્ન છે. સ્વદેશીવ્રત આગ્રહ કરીએ તે સાથ તેના પાલન માટેની વ્યવસ્થા કરવી જોઇએ. હાલ તેવી વ્યવસ્થા નથી એ કબુલ કર્યા વગર ચાલે એમ નથી. એ મુશકેલી લાંબો વખત નભવી ન જોઇયે, જેટલી જલદીથી એ મુસ્કેલી દુર થશે તેટલા ઝડપથી સ્વદેશીના ચળવળ દેશમાં જામશે તથા ફેલાશે ગણીગાઠી સ્વદેશી માલની દુકાનો કે સ્ટોર, કે કંપનીઓથી આપણું દરીદ્ર ફીટશે નહીં. એવી ઘણી માલ વેચનાર કંપનીઓનો ઉદ્દેશ દેશમાંના બનેલા માલનો ફેલાવો કરવાનો હોતો નથી, પણ પૈસો કમાવાનો હોય છે, એ તો ફક્ત વેપારી પેઢીઓ છે અને એમનું લક્ષ્ય વેપારપર છે; સ્વદેશી ચીજો વાપરનાર ન છુટકે પોતાને ત્યાંજ આવશે એમ ધારી તેઓ ભાવ વધારી મુકવા પણ ચુકતા નથી; આથીજ એમ માનવાને કારણુ મળે છે કે આવીજ સંસ્થાઓ સ્વદેશીની બદબોઇ કરવાને, સ્વદેશી ચળવળને હલકી પડવાને તથા તેનો ફેલાવો અટકાવવાને કારણરૂપ છે. સ્વદેશીની ઉ-તેજન આપવાને નામે સ્વદેશીના વિરાધીના ગરજ સારે છે.

## પણ તે સ્વદેશી હશે કે ?

૧૯૦૫–૬ માં જ્યારે સ્વદેશી ચળવળની શરૂઆત થઈ તે વખતે સ્વદેશીને નામે જે દગો ફટકો થયો હતો તે લોકો હજી ભુલ્યા નથી. પ્રથમથી બેસાડેલા ખોટી છાપના પ્રભાવે આજે પણ લોકનાં મન ઘણીવાર શંકાશીલ રહે છે. સારામાં સારી દુકાનો પણ ખરેખર સ્વદેશી માલ વેચતી હશે કે કેમ એવો હમેશાં પ્રશ્ન થાય છે. એક વખત એવો હતો કે દેશી માલ વીલાયતી માલ તરીકે વેચવામાં આવતો હતો. હવે વિદેશી માલ દેશી તરીકે ચાલાવવામાં આવે છે. વિદેશી માલની છાપ ફાડી નંખાયાનું સંભળાવવામાં આવ્યું છે. અને તેજ પ્રમાણે વિદેશી માલ અહીંની મીલોમાં ધોવડાવી, પોતાના માર્કો નંબર સાથે દેશી તરીકે પસાર કરવામાં આવે છે. દુકાનકારોની જાણુ છતાં એવો માલ સ્વદેશી તરીકે વેચવામાં આવે છે. આ જાતના દગા ફટકાને જુઠાણાથી કરીને દેશને ઘણુ સહન કરવું પડયું છે, અને સ્વદેશીની હીમાયતીના હાથે હેઠા પડે છે. આટલા સારૂ કેટલાક સમયપર મેં નીચે મુજબ સુચનાઓ કરી હતી:—

(૧) દરેક શહેરમાં, ગામડામાં, એક એવી જાહેર કમીટી અથવા સંસ્થા સ્થાપવી કે જે અમુક દુકાનદાર સ્વદેશીજ માલ વેચે છે, અમુક વસ્તુઓ સ્વદેશીજ છે એવું પ્રમાણપત્ર આપે.

(૨) સ્વદેશીને નામે જે કોઇ સમાજને ઠગતો હોય તેને ઉઘાડો પાડી શિક્ષા કરવાનું આ કમીટીને સોંપવું.

(૩) સ્વદેશી વસ્તુઓ જ્યાંથી મળતી હોય ત્યાંથી મંગાવી આપવામાં અથવા માહીતી આપવામાં આવી કમીટીએ મદદ કરવી.

(૪) એવી કમીટીની દેખરેખ તળે ગામડામા ગામડાના પ્રમાણમાં તથા શહેરમાં શહેરના પ્રમાણમાં એવા સંગ્રહસ્થાન કરવાં જ્યાં સ્વદેશી વસ્તુઓજ સંમપુર્ણ માહીતી સાથે ભેગી કરવામાં આવે.

(૫) આ સંસ્થાઓ મારફત વસ્તુઓ વેચનાર દુકાનદારો તથા વસ્તુઓ બનાવનારાઓનાં વખતો વખત સંમેલન કરાવવાં જેથી બનાવનારના જાણુવામાં આવશે કે કઇ કઇ વસ્તુનો ખપ પડે છે, શું ભાવે તે ખપી શકશે, અને પોતાના માલમાં શું શું સુધારા વધારાની જરૂર છે. દુકાનદાર શા માટે માલ નથી ખપતો કયો વીશેષ ખપે છે, અને કેવા માલની ખપત છે તે બનાવ-નારને જણુાવીશકે. વેચનાર તથા બનાવનાર આવાં સંમેલનોથી સમાગમમાં આવવાથી એકમેકને વધારે જાણી શકશે. અને તેને પરીણામે સ્વદેશી ચળવળ જલદીથી ફેલાતી જશે.

આ પાંચ સામાન્ય સુચનાઓ વ્યવહારમાં મુકવાનું મુશ્કેલ નથી. એ સુચનાઓનો અમલ થાય તો અમુક વસ્તુઓ સ્વદેશી છે કે કેમ એવી શંકાઓ દુર થાય. જુઠા છેતરપીડી કરનારા દુકાનદારો નાબુદ થાય. વિદેશી માલ સ્વદેશી તરીકે પ્રચાર કર-વાનો ધંધો માંડી બેઠેલી પેઢીઓ દુકાનો અને કારખાનાઓની પોલ જાહેર થતાં સમાજ તેવા જોડે વ્યાવહાર રાખતો અટકે.

સંપુર્ણ કે શુદ્ધ સ્વદેશી અને મિશ્ર સ્વદેશીવ્રતને માટે તો આવી કાંઇ યોજનાની જરૂર વધવાની; એના અભાવે એ વ્રતવાળાઓને દુકાનદારને વિશ્વાસેજ રહેવું. પડશે. પછી એ વિશ્વાસ ખરો પડે કે ખોટો.

## સ્વદેશીની ફતેહ કયારે ?

સ્વદેશીવ્રતો લેવાયાથી સ્વદેશી ચળવળની ફત્તેહ થઇ કે કેમ ? ના, ફક્ત વ્રતથી બસ નથી, એતો પાશેરામાં પહેલી પુણી છે.

સ્વદેશી કાપડ કે અન્ય વસ્તુઓ મેળવવા માટે ઘણી અગવડ વેઠવી પડે, કયાં મળે તેની શોધ કરવી પડે, મુંબઇ જેવા શહેરમાંજ એકાદ બે જગ્યાએથી તે મળી શકવા સંભવ હોય ત્યાં લગી આપણી ચળવળનું કંઇ ધ્યાન ખેંચે એવું અથવા તો મગરૂર થવા જેવું પરિણામ આવ્યું છે એમ ન મનાય. બે પાંચ કારખાના ભરતખંડ જેવા વિસ્તારવાળા પ્રદેશમાં વધે તેનો શું હીસાબ લાગે ?

એવાં કારખાનાં કેટલા માણસોને રોજી પુરી પાડી શકે ?

કેટલો માલ બનાવી શકે ?

સ્વદેશી ચળવળને પરિણામે જો ગામડાના ઝુંપડીમાં કામ કરનાર કારીગરને પણ ઉદ્યોગ ધંધો મળે, જે બેરોજગારી વધી છે તે દુર થાય, ઠેકઠેકાણે મોટા બજાર, હાટોમાં, ગલીને નાકે, વ્હોરા કે મારવાડીની દુકાને જે વિદેશીજ માલ વેચાઉ હોય છે તેને બદલે તેમને ત્યાંથી પણ સ્વદેશી માલ મળી શકે, ખાવા પીવાની, હરવા ફરવાની, ઓઢવા પાથરવાની, મોજશોખની જે હજારો ચીજો વિદેશી કારીગર આ દેશમાં મોકલી આપે છે અને દેશ-બંધુઓને એમની મહેરબાનીપર રાખી ગુલામ બનાવ્યા છે તે વસ્તુસ્થિતિમાં પરિવર્તન થાય તોતો ખરેખર સ્વદેશી ચળવળની ફતેહ થઇ છે.

સ્વદેશીવ્રતની શરૂઆત કાપડથી થઇ છે, તેથી એમ નથી માનવાનું કે એ એટલેથી અટકશે. જનસમાજ એકજ ચીજ માટે તૈયાર થતાં અનુક્રમે બીજી વસ્તુઓનો ઉમેરો સ્વદેશિવ્રતમાં થશેજ. એટલા સમય સુધી જેને રાહ ન જોવી હોય, જે એમ માને છે કે સ્વદેશી વસ્તુઓ વાપરવી એ ધર્મ છે તે તો પોતાના સંકલ્પ મુજબ આજેજ વર્તી શકે છે. એવાને જાહેર પ્રતિજ્ઞાઓ લેવાની આવશ્યકતાએ નથી. એવા આગ્રહી સ્વદેશાભિમાની સ્ત્રીપુરૂષો હશે તો જનસમાજ એમને પગલે પગલે જલદીથી ચાલશે. એવાજ સ્ત્રીપુરૂષો ઉપલી પાંચ સુચનાઓ ઉપાડી લેશે ને ભરતખંડને પ્રાચીન સ્થિતિએ લાવી મુકશે.

શ્રી પ્રભુ પ્રત્યે અંતરની પ્રાર્થના છે કે ભારતને એ દિવસ ફરી દેખાડો.

ધિરજલાલ છગનલાલ.



આ પુસ્તક મી૦ છોટાલાલ પરશોતમદાસ મહેતાએ ધી "હીંદુ" પ્રેસ, નાં૦ ૧૨-૧૬ બેંક સ્ટ્રીટ, કોટ મુંબઇમાં મી૦ શંકરલાલ ઘેલાભાઇ બેંકરે, કૃષ્ણ' મુંબઇમાં પ્રસિ૦

# સ્વદેશી વ્રત માટે મહાન નેતાઓના બોધદાયક અને અસરકારક વચનો.

દુકાનમાં, દેવળમાં, ધર્મશાળામાં, વાંચનાલયમાં, ઘરમ. વગેરે ઠેકાણે ઉપયોગને માટે રાખવાને અને વારંવાર સ્વદેશી વસ્તુઓનો ઉપયોગ કરવાને યાદ આપી શકે.

લીથોમાં છપાવેલા બાર લેખો—

દરેક લેખની કીં. **અર્ધો આનો**—પોસ્ટેજ જુદું.

**સ્વદેશી વ્રત લેવા માટે ફારમો, મંગાવી તુરત સભાસદ થાઓ—**

**સ્વદેશી સભા—મુંબઈ.**